॥ ૐ શ્રી ॥

# વીર માનસિંહ

## નાટકનાં ગાયનો.

પ્રસિદ્ધ કરનારઃ—

બાપુલાલ બી. નાયક.

મુંબઇ ગુજરાતી નાટક મંડળીના માલિક.

પ્રિન્સેસ થીએટર—સુરત.

આવૃત્તિ ૧ લી ]  [ પ્રત ત્રણ હજાર.



સંવત્ ૧૯૮૨]  [ સને ૧૯૨૫

મૂલ્ય ૪ આના.

# મુખ્ય પાત્રો.

## પુરૂષ પાત્રો.



માનસિંહ................શિરોહીનો રાજા.

સામંતરાજ................રાજાનો અંગરક્ષક ભાયાત.

અકબર................દિલ્હીનો બાદશાહ.

સિપેહસાલાર................બાદશાહનો સેનાપતિ.

કામેશ્વર................રાજજોષી.

શંકર (ઘાયલ કવિ)........જોષીનો વિદ્યાર્થી.

રમતારામ................ઘાયલ કવિનો મિત્ર.

છેલભાઇ................જોષીનો પુત્ર.

તે ઉપરાંત સામંતો, મોગલ દરબારીઓ, લશ્કર, પ્રજાજન, નટ વગેરે.



# સ્ત્રી પાત્રો.



ચંદ્રભા............માનસિંહની પટરાણી.

સુભદ્રા............એક નિરાધાર રાજપુત બાળા, બડી બેગમની આશ્રિત, માનસિંહની નવી રાણી.

સુરંગી...............તેની સખી.

બડી બેગમ.........બાદશાહની માનીતી બેગમ.

સાધ્વી...............બુંદેલખંડનો જાગીરદાર.

નર્મદા...............જોષીની સ્ત્રી.

પાર્વતી..............તેની પુત્રી. ઘાયલ કવિની પ્રિયતમા.

તે ઉપરાંત સખીઓ, દાસીઓ, રાજપુત વીરાંગનાઓ, બેગમો, કંચનીઓ વગેરે.



# નાટકની રૂપરેખા.

## મંગળાચરણ–વસ્તુ સૂચન.

### પ્રવેશ ૧ લો—સ્થળઃ-દિલ્હીમાં જનાના દરબાર.

અભિમાનમાં છકી ગએલી રાજપુત બેગમ બીજી સ્ત્રીઓ પાસે ગુલામગીરી કરાવે છે, શુદ્ધ રાજપુત કન્યા સુભદ્રાની ટેક. બેગમનું ઉશ્કેરાવું; સુભદ્રાને નજરકેદ. શિરોહી પતિ "વીર માનસિંહ" પોતાને છોડાવશે એવી સુભદ્રાને શ્રદ્ધા. શિરોહીના રાજાને લખેલી પ્રેમ પત્રિકાની પોતાની સખી સાથે વાતચીત.

### પ્રવેશ ૨ જો—સ્થળઃ-શિરોહીનો રાજમહેલ.

રાજા માનસિંહ અને સામંતોનો સંકેત. રાજા–રાણી વચ્ચે પ્રેમ અને ધર્મનો ટુંક વાદવિવાદ. પ્રેમ કરતાં ધર્મ શ્રેષ્ઠ છે એમ સમજાવી સુભદ્રાનું હરણ કરી લાવવા રાણીની સંમતિ મેળવી રાજા અને તેના અંગરક્ષક સામંતનું દિલ્હી તરફ પ્રયાણ.

### પ્રવેશ ૩ જો—સ્થળઃ-દિલ્હીમાં સાહમારીનો સભામંડપ.

પિંજરામાં પૂરેલા વિકાળ સિંહનો કાન પકડી બહાર લાવી જે શિકાર કરે તેને શીરપાવ. કોઇની હિંમત ચાલતી નથી. છુપા વેષમા આવેલ શિરોહીના રાજાએ સિંહને મારવો બાદશાહનો શિરપાવ રાજાએ નહિ લેતાં અંગરક્ષકને આપવો બેગમ માટે રાજાએ તિરસ્કાર ભર્યા શબ્દો બોલવાથી સભાનું ઉશ્કેરાવું.

### પ્રવેશ ૪ થો—સ્થળઃ-શિરોહીમાં રાજ્ય જોષીનું ઘર.

જોષીના વિદ્યાર્થી ઘાયલ કવિનું જોષી પુત્રી ઉપર ઘાયલ થવું. તે અટકાવવા જોષીની ભયંકર ધમકી. ઘાયલ કવિની ઘેલછા. પાછળથી ઘાયલ જોડાનો મેળાપ.

પ્રવેશ ૫ મો—સ્થળઃ-દિલ્હીના રણવાસનો એક ભાગ.

સુભદ્રા અને સુરંગોને રાજા અને સામંતે દીવાલ કુદાવી લીંબ ઝાડીના રસ્તેથી લઇ જવાં. બેગમે ઘોડેસ્વારોને તેમને પકડવા તેમની પાછળ મોકલવા.

પ્રવેશ ૬ ઠ્ઠો—સ્થળઃ-દિલ્હી પાસે ગરાસીઆઓનું ગામડું.

પાછળ પડેલી ટુકડી સાથે ગરાસીઆઓની મદદથી યુદ્ધ કરી તેજ઼ ઘોડાની મદદથી સુભદ્રા અને સુરંગોને શિરોહી મોકલાવી દેવાં. પાછળથી રાજા અને સામંતનું શિરોહી જવું.

ટેબલો.



## અંક ૨ જો.



### પ્રવેશ ૧ લો સ્થળ:-શિરોહીનું ઉદ્યાન.

સુભદ્રાના લગ્ન માટે દાસીઓનો ઉમંગ. ચંદ્રરાણીની ઇર્ષ્યા. સુભદ્રા અશુભ પગલાની છે, અને તેના કર્મમાં વૈધવ્ય છે, તેમજ જે રાજ્યમાં તે રહે તે રાજ્યનો તેમજ પ્રજાનો વિનાશ થાય એવી બનાવટી પ્રપંચભરી કુંડળી ચંદ્રરાણીના કહેવાથી જોષીએ બનાવી છે તે રાજ્યના વફાદાર મંત્રી અને નગરશેઠ પાસે વાંચવા ચંદ્રરાણીએ જોષીને મોકલવો.

### પ્રવેશ ૨ જો—સ્થળ:-લગ્ન મંડપ.

કુંડળીની હકીકત જાણ્યાથી સામંતો તેમજ પ્રજાજન લગ્ન અટકાવે છે અને નવી રાણી સુભદ્રાને રાજ્યમાંથી દૂર કરવા રાજાને ફરજ પાડે છે. રાજાની મનોદશા, પ્રેમ ને ધર્મનું હૃદયમાં ચાલતું યુદ્ધ. છેવટે ત્યાગ અને મૂર્છા.

### પ્રવેશ ૩ જો—સ્થળ:-દિલ્હીનો રાજમહેલ.

શિરોહી પર ચડાઇ લઇ બાદશાહ જાય છે, તે રાજપુતોના પ્રપંચમાં ફસાય નહિ એવી બેગમે સેનાપતિને ચેતવણી આપવી, અને રાજાની રાણીઓને પકડી લાવવા હુકમ કરવો.

### પ્રવેશ ૪ થો—સ્થળ રાજ જોષીનું ઘર.

ઘાયલ કવિ મરી ગયો છે, અને તે ભૂત થઇ પાર્વતીના દેહમાં પેઠો છે, એવો ઢોંગ કરી જોષીને બનાવી ઘાયલ જોડાનો પરણવાનો નિશ્ચય. છેવટે તર્કટનું ખુલ્લું પડવું. જોષીનું ઉશ્કેરાવું. કાશી જઇ વિદ્વાન થઇ આવી જોષી પુત્રીને પરણવાની ઘાયલ કવિની પ્રતિજ્ઞા.

### પ્રવેશ ૫ મો—સ્થળઃ-દેવીના મંદિર પાસેનો આશ્રમ.

બુંદેલખંડના જાગીરદાર બાઇએ તેમની જાગીરો જપ્ત થવાથી આશ્રમમાં બાળાઓને પવિત્ર શિક્ષણ આપવું. પાસેના રણમાં પાણી વગર તરફડતા બાદશાહના પ્રાણને બચાવવા ઘોડેસ્વાર પાણી લેવા આવ્યો હતો. તેને સુભદ્રાએ સાકરીયા પાણીમાં લીંબુનો રસ નાંખી મોકલાવેલ છે, એ સમાચાર સાધ્વી બાઇને સુભદ્રાએ કહેવા. એટલામાં અકબરનું સિપેહસાલાર સાથે પોતાના પ્રાણ બચાવનારને બક્ષીસ આપવા આવવું. બાળાઓ, સુભદ્રા, સાધ્વી અને અકબર વચ્ચે કેટલીક અર્થ સૂચક ચર્ચા. બાદશાહનું અત્યંત પ્રસન્ન થવું અને કલ્યાણીના નામે ઓળખાતી સુભદ્રાને પ્રાણદાન માટે ઇચ્છિત માગવા કહેવું. પ્રસંગે માગીશ એમ કહેવાથી સુભદ્રાને બેટી કહી પોતાના સિક્કાનો રૂકો લખી આપવો.

### પ્રવેશ ૬ ઠ્ઠો—સ્થળઃ-શિરોહીનું ઉદ્યાન.

સાદમારીના દરબારમાં શીરપાવમાં આપેલા વસ્ત્રો સામંતે સુરંગીને ધારણ કરવા કહેવું, પ્રેમી જોડાનો પ્રેમ વિનોદ.

### પ્રવેશ ૭ મો—સ્થળઃ-રાજ્ય બાગ.

સુભદ્રાના વિરહનો સંતાપ મટાડવા, અને રાજાને આનંદ વિલાસમાં લાવવા રાણીના પ્રયત્ન. રાણીની નિરાશા. સ્નેહ ભંગ થએલી રાણીનો, સુરંગીએ પહેરેલા બાદશાહી પોષાક ઉપર મોહ. બાદશાહી વૈભવ ભોગવવા લલચાવું. લડાઇની ખબર. મંદિરની સાધ્વી સાથે સુભદ્રાએ કલ્યાણી વેષે આવવું, અને યુક્તિથી રાણીની માનીતી દાસીની જગ્યાએ રહેવું; રાજાએ યુદ્ધમાં જવું.

### પ્રવેશ ૮ મો—સ્થળઃ-લડાઇનું મેદાન.

રાજપુતો અને મુગલો વચ્ચે પ્રચંડ યુદ્ધ. સેનાપતિ ને રાજા વચ્ચે ધર્મ યુધ્ધ. રાજાના ધર્મ યુદ્ધ ઉપર બાદશાહે પ્રસન્ન થવું.

અને બબ્બે વખત જીંદગી બચાવનાર સાથે સુલેહ કરવી. સેનાપતિની વિરૂદ્ધતા. સુલેહની શરતો માટે સખત માગણી. ન્યાય પ્રિય ધર્મી રાણે બીજી શરતે સુલેહ કરી બડી ફજરમાં કુચ કરવા હુકમ આપવો.

પ્રવેશ ૯ મો—સ્થળઃ-શિરોહીનો રણવાસ.

દિલ્હી જવા માટે રાણીની ઉત્કંઠા. પતિદ્રોહી રાણીને દાસી વેશે સુભદ્રાનો ફીટકાર. સુલેહના સમાચાર સાંભળી રાણીનું નિરાશ થવું. રણવાસમાં રાજપુત દાસીઓનો ખુલ્લી તલવારે પહેરો રખાવવા અને તેના પર દેખરેખ રાખવા સુરંગીને સામંતે મોકલાવેલો સંદેશો.

પ્રવેશ ૧૦ મો—સ્થળઃ-શિરોહીના રણવાસનો અંદરનો ભાગ.

પુરૂષ પોષાકમાં રાણીએ બાદશાહી છાવણીમાં જવા બહાર નીકળવું. દાસી વેષે સુભદ્રાએ અટકાવવાથી તેને ખંજર મારી પાછલી બારીએથી ઉતરી નાશી જવું. દેવીની પ્રેરણાથી અદ્રષ્ય રીતે સાધ્વીએ આવી ઘાયલ સુભદ્રાને ભોંયરા વાટે મંદિરમાં લઈ જવી. પાછળથી બાદશાહી છાવણીમાં રાણીનું જઇ પહોંચવું. બાદશાહે રાણીને દિલ્હી લઈ જવી.



# અંક ૩ જો.



**પ્રવેશ ૧ લો—સ્થળ:-નટ લોકોનો ઉતારો.**

રાજાના વિશ્વાસુ, અને વર્ષાસન ખાનાર નટ વીરોની વફાદારી. જીવના જોખમે રાજાને પોતાના ટોળામાં છુપાવી નટ વેષે દિલ્હી જવાનો ઠરાવ.

**પ્રવેશ ૨ જો—સ્થળ:-જોષીનું ઘર.**

રમતારામ અને ઘાયલ કવિનો સંકેત પાર્વતીને સંભળાવવો. સ્ત્રી વેષે રમતારામને કાશીના પંડિતની પુત્રી તે પોતાની સ્ત્રી છે એમ કહી જોષી મહારાજને સોંપી ઘાયલ કવિનું બહાર જવું. જોષીના પુત્ર છેલશંકરનું પંડિત પુત્રી ( રમતારામ ) ઉપર મોહીત થઇ નસાડી લઇ જવું. પાછળથી ઘાયલ કવિએ આવી પોતાની સ્ત્રી માગવી. બધાનો ગભરાટ. ઘાયલ કવિનું ઉશ્કેરાવું. ફરીયાદ કરવા જવું. જોષીએ આબરૂ બચાવવા પંડિત પુત્રીને બદલે પોતાની પુત્રી પાર્વતીને ઘાયલ કવિ સાથે પરણાવવી. વરવધુને લઇ માતાજીના મંદિરે સર્વેનું દર્શનાર્થે જવું.

**પ્રવેશ ૩ જો—સ્થળ:-દિલ્હીમાં બેગમનો મહેલ.**

બાદશાહના મુખેથી શત્રુરાજાનાં વખાણ સાંભળી બેગમનું ખીજાવું અને રાણીને પતિ તરફ માન થવું. રાણીને બંદી બનાવવા બેગમનો નિશ્ચય જોઇ રાણીનો ગભરાટ. બેગમ અને રાણી વચ્ચે ઝગડો.

રાણીને ખુશી કરવા જનાની મહેલ આગળ દોર નાંખી ખેલ કરાવવાની ગોઠવણ. રાણીનો અત્યંત પશ્ચાતાપ.

## પ્રવેશ ૪ થો—સ્થળઃ-જનાની મહેલનો પાછલો ભાગ.

નટની રમત, નટવેષધારી રાજાનું રાણીને જોઇ ઉશ્કેરાવું. રાણીને પતિનું ઓળખાણ. બેગમની શંકા. રમત બંધ કરાવી બેગમનું ચાલ્યા જવું. સર્વે નટને લેઇ દિલ્હી છોડી જવા સામંતને રાજાની આજ્ઞા, અને દોર ઉપરથી રાણીના મહેલમાં જઇ તેને ઉપાડી લાવવા નિશ્ચય.

## પ્રવેશ ૫ મો—સ્થળઃ-જનાનાનો એક ભાગ.

રાણીનો હૃદયદ્રાવક પશ્ચાતાપ. રાજાનું આવવું. રાણીને વચન બાણના પ્રહારો. રાણીનું રૂદન. અપરાધ માટે સખ્તમાં સખ્ત શિક્ષા ભોગવવાની કબુલાત. બેગમનું આવવું. રાજા રાણી કેદ.

## પ્રવેશ ૬ ઠ્ઠો—સ્થળઃ-દેવીના મંદિરનો આગલો ભાગ.

સ્ત્રી વેષે રમતા રામ અને જોષી પુત્રની ગમ્મત. ભેદનું ખુલ્લું પડ જોષી મહારાજના મનનું સમાધાન. સુભદ્રા ને સુરંગીનો મેળાપ, સામંતનું લશ્કર લઇ દિલ્હી જવું. સાધ્વી માતાની સલાહ. દર્શન કરવા આવેલા જોષી પાસેથી સુભદ્રાની કુંડળીની ખટપટ ખુલ્લી થવી. સર્વેનું દિલ્હી તરફ પ્રયાણ.

## પ્રવેશ ૭ મો—સ્થળઃ-દિલ્હી દરબાર.

રાજાનો ન્યાય. બેગમનો તિરસ્કાર! રાજાએ તેની સ્થિતિનું ભાન કરાવવું. બળાત્કારનો લગ્ન તેમજ લગ્નના હક્ક. રાજાના અને ચક્રવર્તીના ધર્મની ચર્ચા. બાદશાહનું શાન્ત થવું. બેગમનુ ઉશ્કેરાવું. સાઠમારીના દરબારમાં પોતાને હલકો કહી કરેલા અપમાન માટે

ન્યાય માગવો અને સુભદ્રા સાથેનાં લગ્ન અટકાવી બાદશાહની આબરૂ હલકી પાડી તેની સજા માટે સુભદ્રા સાથે બાદશાહના નીકાહ કરવાની એમમની હઠ. સુભદ્રાની બાદશાહને વીનવણી અને બેટી કહેવીના બાદશાહ બાપ છે એમ કહી દેવી મંદિરના આશ્રમની ચાવી આપી સિક્કાવાળો રૂકો બતાવવો; જોષીના વઈદનું ખુલ્લું થવું. તરસે તરફડતા પ્રાણ બચાવનાર પોતાની બેટી સુભદ્રાનો હાથ બાદશાહે રાજાને સોંપવો; અને વાજતે ગાજતે જાન જોડાવી શિરોહી વિદાય કરવાની બાદશાહની ઇચ્છા. રાજા અને બાદશાહ વચ્ચે મિત્રાચાર અને રામ રહીમની સ્તુતિ સાથે નાટકની પૂર્ણાહુતિ.



ॐ श्री

॥ परमात्मने नमः ॥

# વીર માનસિંહ

## નાટકનાં ગાયનો.

### મંગળાચરણ.

આળાઓ—

રામ રટું પ્રીતથી સીતાપતિ રામ રટું પ્રીતથી
ભક્ત વત્સલ પ્રભુ નાથ દયાળુ
ઉર ધરો વિનતિ—સીતાપતિ.

ભીડ ભંજન ભયહારક સ્વામી
વિઘ્ન વિદારો અંતર્યામી
કાર્ય સિદ્ધ કરો આપ અમારી,
દૂર કરો વિપત્તિ—સીતાપતિ.

આળાઓ— ૨

જય જય ગરવી ગુજરાત અમારી જય ગરવી ગુજરાત;
દીપે અરૂણુ પ્રભાત. અમારી જય ગરવી ગુજરાત.
ધ્વજ પ્રકાશશે ઝળળ કુસુંબી પ્રેમ શૌર્ય અંકિત,
તું ભણુવ ભણુવ નિજ સંતતિ સહુને, પ્રેમ ભક્તિની રીત;
ઊંચી તુજ સુંદર જાત—અમારી!

ઉત્તરમાં અંબા માત, પૂરવમાં કાળી માત,
છે દક્ષિણુ દિશામાં કરંત રક્ષા કુંતેશ્વર મહાદેવ;
ને સોમનાથ ને દ્વારકેશ એ પશ્ચિમ કેરા દેવ,
છે સહાય મા સાક્ષાત્—અમારી.

નદી તાપી નર્મદા જોય, મહી ને બીજી પણ હોય,
વળી જોય સુભટના જુદ્ધ રમણુ ને રત્નાગર સાગર;
પર્વત ઉપરથી વીર પૂર્વજો દે આશીષ જયકર,
સંપ રહોયે સહુ જાત-અમારી.

તે અણુહીલવાડનાં રંગ તે સિદ્ધરાજ જયસિંગ,
તે રંગ થકી પણ અધિક સરસ રંગ થશે સત્વરે માત;
શુભ શુકન દીસે મધ્યાન શોભશે વીતી ગઇ છે રાત,
જન ઘુમે નર્મદા સાથ-અમારી.

( કવિ નર્મદ )

બેગમ— ૩

આવો મારા દિલ ચમનના બુલબુલ પ્રિય આવોને,
હાંરે મુરઝાય આ દિલ પ્રીતિથી ખીલાવોને—આવો.
અસલ ત્રાસમાં તરફડી જળ વીણુ માછલી જેમ,
એ ઘડીના વિયોગમાં તલપું હું પણ તેમ;
વારૂ પર તમ પર મન મારી આંખોના રોશન જીવન જતન
આવોને—આવો.

સુભદ્રા— ૪

મિથ્યા અભિમાન ધારે શું માનવી મિથ્યા અભિમાન ધારે,
પાંદડું ન હાલે પ્રભુ વિના હુંપદના મદમાં;
ખાલી મૂરખ મરડાયે—મિથ્યા૦

પાપ પુણ્ય પેલે ભવે થયાં હશે જે જે,
ભોગવીયે આ ભવ મહીં ક્રમે ક્રમે તે તે;
પુણ્યનું ફળ ધન સાહયબી, ઉપજાવે અતિ સુખ,
પૂરણ થયે આવે પછી, પાપતણું ફળ દુઃખ.
વૈભવના! મદમાં છકીને અને અંધ દીનપર ત્રાસ વરતાવે,
નીતિધર્મ પુણ્યને વિસારે પણ પાપ ફળ દુઃખ જ્યારે આવે;
પટકાય પાપી ત્યારે પામરજન પીડાયે પાપ દુઃખ ભારે—મિથ્યા૦

સુભદ્રા— ૫

દાદ મારી લેશે દીનદયાળુરે, મહેર કરશે માધવ એ માયાળુ.
રાખી દ્રૌપદીની લાજ, જેણે ભક્તોને કાજ;
ગાયો ચારી કીધું છે ગોવાળુ —દાદ૦
ધ્રુવજીને તાર્યા પ્રહ્લાદજી ઉગાર્યા,
ગિરધારી વ્રજવાસીઓ બચાવ્યા; મને એનો આધાર,
કષ્ટ હરશે કિરતાર, મારો કૃષ્ણ અનંત કરૂણાળુ—દાદ૦

૬

ચંદ્રબા— કુમુદી કરમાય - સદા
શશિને નિરખ્યા વિના
પિયુ વિણ પ્યારી પીડાય
જલ વિણુ મીન જીવે ના વિણુ પ્રાણુ ના રહે તન.
તેમ આ વિરહણુ મુંઝાય —કુમુદી૦

૭

માનસિંહ—પ્રેમ સરોવરમાં પ્રિયે, પ્રેમ લહેર ભરપુર;
હંસ હંસી પ્રેમી-યુગલ, તરે બની મશગૂલ.

ચંદ્રબા— પ્રેમી પ્યારાં પંખીડાં,
સાહેલીઓ—થાય જરાય ન દૂર;
ચંદ્રબા— પ્રેમી પ્રેમ થકી જીવે,
માનસિંહ— પ્રેમ પ્રાણનું નૂર.

૮

ચંદ્રબા—પ્રિયે લખું કે શું લખું, કર્યા હજાર વિચાર;
ધ્વનિ થયો અંતરથકી, મારા પ્રાણાધાર.

* * *

બોલાવી કહી પ્રિયતમા, સ્વપ્નામાં દઇ હાથ;
વરી ચૂકી હું ત્યારથી, માનસિંહ મહારાજ.

* * *

; બેગમ પરણાવે મને, બાદશાહની સાથ;
દિલ્હીના રણવાસમાં, મ્હારે આવો નાથ.

* * *

અબળા હું પરવશ પડી, સુભદ્રા ક્ષત્રિય જાત;
સિંહ મને ઉગારશે, પ્રેરે અંબા માત.

ચંદ્રભા— ૯

માગું એક પ્રણય તમારોરે,
અન્ય ન દાવો અમારોરે—માગું.
અલંકાર કે ધન ના જોઇએ,
વિલાસ વૈભવપર ના મોહીએ;
સદા અમી નજરે નિહાળોરે—માગું.

૧૦

આયલ—ઘાયલના છે ભોગ ! કોઇ ઘાયલ થાશો નહીં;
જબરો વળગે રોગ, જીવ લેતાં છુટકો કરે.

* * *

ઘાયલને નહીં ભાન, ખાન પાન ભાવે નહીં;
નહીં શુદ્ધિ કે સાન, મુઆ છીએ કે જીવતા.

* * *

ઘાયલને છે રંગ, ઘાયલ છે શાહ બાદશાહ !
જીત્યો જીવન જંગ, જો સામે ઘાયલ મળે.

૧૧

પાર્વતી—મ્હેલા આવજો વાલીડા, મ્હેલા આવજોજી;
રૂડા કહાવજો સંદેશા રૂડા કહાવજોજી.
ઢાકાની ઝીણી મલમલ, દેશી રંગે રંગાવજોજી;
ચમકંતી તારા ટીપકી, ટંકાવજોજી.
ચુડી હાથીદંત તણી કોરાવજોજી,
કીનખાબ ચોળીયે કુલરીયો મૂકાવજોજી;
માગ્યું લાવીને રંગીલા રીઝાવજોજી—મ્હેલા.

સખીયો— ૧૨

આંખલડીમાં મદન તણી આભરી ખુમારી ભારી છે,
ઘાયલ કરનારી જોગીને આ તો નયન કટારી છે;
રૂમઝુમ રૂમઝુમ ચાલ ચટકતી મન હરનારી તારી છે.—આંખ૦
મોહક મૂરતી મદથી ઝરતી મન વશ કરતી પ્યારી છે,

સુભદ્રા— જારે તું ઠગારી તું ધુતારી તું, તારી ફીક બલારી છે;

સખીઓ—આ જુવાનીની બીમારી છે —આંખલડી૦

સુભદ્રા— ૧૩

હલકી નાર જારે તું, સતાવે શું મુજને તું;
ડુબાવ્યું તેં કુળનું નામ, જીવે શું મરી જાતું.
મદમાં અંધ બનીને તેં તો, કાળો કેર ઘણો વર્તાવ્યો!
શાહ ભલા ઉંચા મનના ને, પરવશ કરી તેં બહુ નચાવ્યો.
અબળાના વ્રત ભંગ કરાવ્યાં,
જાત ભાઇના લોહી રેડાવ્યાં;
કાળ મુખી છે તુજને થુ, લાખવાર છે થુથુથુ.



## અંક ૨ જો.



સખીઓ— ૧૪

આવો આવો પ્રિય સખીઓ આવો,
સાથે સાથે સહુ સામગ્રી લાવો—આવો૦
ફુલ ચુંટી સુત ગુંથી હાર ગજરાવેણી બનાવો,
નવનવા અલંકાર સજાવી નવી રાણીને રીઝાવો—આવો૦

કંચનીઓ— ૧૫

જળ ભરવા કેમ જાંઉ, આ છેલ મને સતાવે;
એ પુંઠે પુંઠે આવે, વળી સાન કરી બોલાવે—આ છેલ૦
મારગડો રોકી ઉભોરે, છણુકો નવ મણકારે;
હેડ નઠારી કરે એ છકેલો, નિર્લજ નેણ નચાવે—આ છેલ૦
તરછોડી આગળ ચાલું ત્યાં વેધક વેણુ વગાડે;
રીસ કરૂં પણ હસી જવાયે મનહર મન લલચાવે—આ છેલ૦

બાળાઓ— ૧૬

વ્હાલો શીયળ ધર્મ સાચવોરે બ્હેન;
એજ ધર્મ આપણા ઉદ્ધારનોરે બ્હેન—વ્હાલો૦
મોંઘો માનવ દેહ આવીયોરે બ્હેન;
સત્ય નીતિ ધર્મથી અજવાળજોરે બ્હેન—વ્હાલો૦
સતીનો મહિમા શ્રેષ્ઠ છે, દેવ અસુર પણ ગાય;
સતી પતિ પદ સેવે સદા, કષ્ટ ન પામે કદાય.
પતિવ્રત હીરો જાળવે, ગૃહલક્ષ્મી ગુણવાન;
સંતતી સારી પામતી, પ્રભુને એ પ્રિય પ્રાણ.
નારી તણા ધર્મ સહુ જાણજોરે બ્હેન,
પાળીને ઉભય કુળ તારજોરે બ્હેન;
એજ ધર્મ આપણા ઉદ્ધારનો રે બ્હેન—વ્હાલો૦

આશાઓ— ૧૭

હિંદ ભૂમિ છે માત અમારી, પ્રભુ અમારો તાત;
માનવ જાત વસે આલમ તે, બધા અમારા ભ્રાત.
પ્રજા અને રાજા છે બન્ને, એક એકના દાસ;
ધર્મ ભૂલે રાજા રૈયત તો. નક્કી થાય વિનાશ.
જુલમ તો ઝાઝા દિવસ, સાંખી પ્રભુ શકતો નથી;
અન્યાયથી જે રાજ્ય કરતો, રાય એ ટકતો નથી.
માની પ્રજાને તુચ્છ જે, નૃપ ગર્વથી ફુલાય છે;
તે જાણતો નથી ઝાઝી કીડી, સાપ તાણી જાય છે.
આંખ ઉઘાડી જુઓ બાદશાહ! કોણ રંક ને રાય?
માટીની કાયા છે સહુની, માટીમાંજ સમાય.

આશાઓ— ૧૮

તમારૂં તમને મુબારક, અમારૂં અમને સારૂં છે;
જેવું હોય તેવું પણ અમારૂં, તમથી પ્યારૂં છે—તમારૂં.
મીઠા જળની માછલી, ખારા જળમાં જાય મરી;
સાગર જીવ જીવે સાગરે, ભલે નીર ખારૂં છે—તમારૂં.
દીપક તેજ અધિક સૂરજથી, પતંગની નજરે;
સૂરજથી ન રીઝે એ, ભલે દીપમાં બળનારૂં છે—તમારૂં.
દેશ અમારો ધર્મ અમારો, જે જે અમારૂં છે;
અમારૂં એટલું અમને વહાલું, બીજું અકારૂં છે—તમારૂં.

૧૯

સુરગી—અમે તો પ્રેમનો પોષાક પહેર્યો રે પ્યારો.
સાંકળ સ્નેહની કંઠે ધારી પ્રીતિનાં પટકુળ,
નેહ તણી આ નથની પહેરી એ શણગાર અમૂલ:
કદીએ કરીએ નવ ન્યારો—અમે૦
પ્રેમ અમારો પરમેશ્વર, ને પ્રેમ અમારો નાથ,
અંતર નહીં પીયુ પીયા પ્રેમમાં, પ્રેમ નાવમાં સાથ;
તરીશું આ ભવજળ ખારો—અમે૦

૨૦

સુરંગી—ધીમે ધીમે ચાલ, ચાંદલીઆ ધીમે ધીમે;
ચંબાવજે આ માઝમ રાત, શીતળીઆ ધીમે ધીમે,
દિન ઘણેરે આવીયા, કંથ વિદેશી ઘેર;
અમૃત ઘડી વધારજે, જોજે કરતો ઝેર.
વધું શું કહું સુખે વાત, ચીરલીયા ધીમે ધીમે.

ચંદ્રબા— ૨૧

સુંદર સ્વામી સુખથી ઝુલાવું મમ પ્રાણ હીંડોળે,
વિવિધ કુસુમોની બીછાવી મેં શૈયા;
ચંદન અત્તર સુવાસે ચિત્ત ચચળ ડોલે.
મનહર મુખ મધુર મલકાયે
લોચન મદભર જોઇ મન મારૂં આ મોહે—સુંદર૦

ચંદ્રબા— ૨૨

પ્યાલા પાઓ પીઓ પ્રેમનાં રંગીલા પ્યારા રે,
સ્વાદે મીઠા મીઠા એ સ્વાદે મીઠા મીઠા;
લાગશે નણંદ વીરા વ્હાલા રે—પ્યાલા૦
દ્રાક્ષ મીઠીનો અર્ક ઉતાર્યો, પ્રીતિ રસે મેળવ્યો;
જુગતે જતને રંગ બેઠો મજાનો, રે રંગ બેઠો મજાનો,
પ્યારી તણા દિલનો ચાખો લહેરી લાલારે—પ્યાલા૦

વડારણો— ૨૪

ઘૂમજો જંગમાં મતવાલા, ભવાની જય બોલીરે બળવાળા—ઘૂમજો,
વીર હાકથી ધરણી ધ્રૂજાવો અરીદળ થથરાવો,
ભાલાં બરછી અસીકર ધરીને, દુશ્મન સંહારો;
આશીષ એ અમારીરે ઝટ ફળજો,
વિજય કરી વરજો જયમાળા—ઘૂમજો.

ચંદ્રભા—　　૨૪

દિલ લલચાય આ સુખ સાધનો જોઇ,
જોઇ સુર ભુવન પણ જાયે શરમાઈ;
વૈભવ પરમ ભોગ એગમ રંગ સહુ માણે;
માણ્યું ન મેં સુખ કંઇ, ધિક્ક આવી જીંદગાની—દિલ.

સુભદ્રા—　　૨૫

છે નાર કુટલાનો ક્યાંહીન છુટકારો,
આવી મતિ શું નીચ ધારો વિસારો (૨)
ક્યાંહીન છુટકારો—છે નાર.

ભુલી જે ભરથારને, પર નરને ચાહયે,
સુખ સંતતી ધન ખોઇને, નરકે એ જાયે;
શાને બગાડો જન્મારો સુધારો સુધારો—ક્યાંહી૦

જે ઘરમાંહી હોય છે, પતિ પત્નીને પ્રેમ;
વધતી લક્ષ્મી પળપળે, થાય કુશળ ને ક્ષેમ.
આવ્યો માનવ દેહ સારો વિચારો વિચારો—ક્યાંહી૦



## અંક ૩ જો.



નટલોકો— ૨૬

આવો ખેલ જુઓ નટરાજ તણાં,
કંઇ મહેનતમાં નથી રાખી મણા;
રીઝવીયા અમે તો ભૂપાળ ઘણા—આવો.

હું ખરો ખેલાડી અચ્ચો, સચ્ચો રે ભાઇ સુચ્ચો,
આંખ બાંધી દોર સાંધી નવાં રૂપ ધારી;
ટાળી દઇએ ભ્રમણા—આવો.

પાર્વતી— ૨૭

તારા મુખડેથી મોહી હું તો વાલીડા,
નેણ ઝટકેથી ઘાયલ હું છું છેલડા—તારા.

તન મન મેં અર્પ્યાં પ્રાણ કર્યાં તુજ પર કુરબાન,
બાલપણાની પ્રીતડી લાગી ન છુટે કદી પ્રિય પ્રાણ;
પ્રેમ ચટકે કીધી તેં ઘેલી ઘેલડા—તારા.

પાર્વતી— ૨૮

મારા વ્હાલા પિતાએ, મન માન્યો સ્વામી શોધાવીઓ,
મારી વ્હાલી માતાએ, ગુણવંત કંથ વધાવીઓ—મારા૦
મારો સસરો છે સારો, કીમતી ઘરેણાં લાવીઓ;
આવો કંથ કોડીલો રૂપાળો, મારે મન ભાવીઓ—મારા૦

ચંદ્રભા— ૨૮

બળુ હું પાપ અંગારે નથી શાન્તિ નથી શાન્તિ,
દબાઉં દુઃખના ભારે નથી શાન્તિ નથી શાન્તિ;
તજીને પંથ કુલવાડી ગઇ બાવળતણી ઝાડી,

ભોંકાયા કંટકો કારી નથી શાન્તિ નથી શાન્તિ;
દગો ગઇરે પતિ વ્રતથી થઇ છું ભ્રષ્ટ હું મનથી,
હરાઇ હાય આ જીંદગી, નથી શાન્તિ નથી શાન્તિ.

સુભદ્રા— ૩૦

વચન આપ પાળજો, નીતિને સંભાળજો—વચન૦
મંદિર આશ્રમ આવીયા, પીધાં સાકર નીર,
સિક્કો દઇ બેઠી કહી, ભૂલ્યા શું ભડવીર !
લેખ આ નીહાળ જો—વચન૦

× × ×

અશુભ પગલાંની કરી, ભરમાયા શિરતાજ;
તર્કટ જોશીએ કર્યું, પુછી જુઓ મહારાજ !
વ્હેમ સહુએ ટાળજો—વચન૦

સર્વે— ૩૧

રામ રહીમ ભજો મુસ્લીમ, હિન્દુભાઇઓ મળીને પ્રેમથી
નામ જુદાં પણ ઇશ્વર એક છે, ભેદ ટાળો મનથી—રામ૦
એકજ તાતના બાળક આપણ, માતૃ ભૂમિ ભારતી;
સંપથી સેવીએ ધનધાન સુખ, આરોગ્ય વિજય,
રામ આપો રહેમથી—રામ૦



# જાહેર ખબર.

નીચે લખેલાં પુસ્તકો મુંબઇ ગુજરાતી મંડળીનો જ્યાં મુકામ હોય ત્યાં રોકડી કીમતે મળશે. વી. પી. થી મોકલવામાં આવશે નહિ.

૧ સૌભાગ્ય-સુંદરી.
૨ વિક્રમ ચરિત્ર
૩ કામલતા.
૪ મધુ-અંસરી.
૫ સુધા-ચંદ્ર.
૬ સ્નેહ-સરિતા.
૭ મેઘ-માલિની.
૮ આનંદ-લહરી.
૯ પ્રતાપ-લક્ષ્મી.
૧૦ કુલીન કાન્તા.
૧૧ હરિશ્ચંદ્ર.
૧૨ કનક-તારા.
૧૩ કુન્દબાલા.
૧૪ ચંદા. ૧૫ રાજબીજ.
૧૬ મેવાડનો પ્રતાપીચંદ.
૧૭ દુઃખી ભાઈ બ્હેન.
૧૮ પ્રેમ કળા.
૧૯ માનસિંહ-અભયસિંહ.
૨૦ મૂલરાજ સોલંકી.
૨૧ સુંદર વેણી.
૨૨ રસિક મણિ.
૨૩ બારીસ્ટર.
૨૪ રામ ચરિત્ર
૨૫ જયરાજ.
૨૬ પુષ્પસેન-પુષ્પાવતી.
૨૭ નૃસિંહાવતાર.
૨૮ તિલક કુમાર.
૨૯ કરણ ઘેલો.
૩૦ વીર મંડળ.
૩૧ મોહિની.
૩૨ જહાંગીરશા ગોહર
૩૩ અજબ કુમારી.
૩૪ નળ-દમયંતી
૩૫ લલિતા દુઃખદર્શક.
૩૬ લક્ષાધિપતિનો રમણ.
૩૭ સંગતનો રંગ
૩૮ દાગે હસરત.
૩૯ નેક અન્જામ.
૪૦ જુગલ જુગારી.
૪૧ નંદ બત્રીસી.
૪૨ નવલશા હીરજી.
૪૩ ચંદ્રભાગા.
૪૪ વસંત-પ્રભા.
૪૫ સંગતનાં ફળ.
૪૬ વિશ્વ લીલા.
૪૭ તીલસ્મે હલ્કત.
૪૮ કૃષ્ણ ચરિત્ર.
૪૯ દેવકન્યા.
૫૦ નવલ-કુસુમ.
૫૧ ખાનદાને ગુલ.
૫૨ રામ-રતન.
૫૩ શકુન્તલા
૫૪ ભદ્રાભામિની
૫૫ વિમળા.
૫૬ હોંસીલી હીરા.
૫૭ શ્રી દેવી.
૫૮ કનક-કિશોરી.
૫૯ ગુમાન-તારા.
૬૦ નાગમતિ.
૬૧ જહરી અંગુરતરી
૬૨ ભારત સંતાન.
૬૩ વીર માનસિંહ.

બાપુલાલ બી. નાયક,
મુંબઇ ગુજરાતી નાટક મંડળીના માલિક.

